બાળ ગ્રંથાવલી : : ચોથી શ્રેણી : ૧૫

# શ્રી કાલિકાચાર્ય



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૧૫

# શ્રી કાલિકાચાર્ય

: : લેખક : :
ધીરજલાલ ટોકરશી શાહ.





પ્રથમ આવૃત્તિ : નકલ ૧૨૫૦ : સં. ૧૯૮૮

મૂલ્ય સવા આનો.

જ્યોતિ કાર્યાલય : અમદાવાદ

# શ્રી કાલિકાચાર્ય

સણણણ! સણણણ! એક પછી એક તીર સામેની આંબાની ઘટામાં વાગવા લાગ્યા. એક તીર ઉપરજ બરાબર બીજું તીર પડે. થોડી ક્ષણોમાં તો એવા તીરની એક મજબૂત હાર બની ગઈ. હા....હા....હા....હા હસતા કોઇ મહાકાય જુવાન જોધે એ હાર ખેંચી કાઢી. બરાબર પાંચ કેરીના જુમખામાંથી ત્રીજી કેરીને એ તીરોએ વીંધી હતી. 'ભાઇ! હવે જો મારી વિદ્યા' ભાઇના હાથમાં કેરી આવેલી જોઇ પાસે ઉભેલી બખ્તરધારી બાળા બોલી ઉઠી અને પોતાના ભાથામાંથી એક તીર કાઢી કમાન પર ચડાવ્યું. સણણણ કરતું તે વાંકું વાંકું ચાલ્યું ને સામેના ઝાડનું ફળ પરોવી બરાબર પોતાની પાસે આવ્યું.

'શાબાશ, બ્હેન શાબાશ! પણ આ વિદ્યા હવે બતાવીશ કયાં? તારે તો થોડા વખતમાં એક રાજયના અંતઃપુરમાં ભરાવું પડશે.'

'ત્યાં પણ કોઇ વખત આ શસ્ત્રવિદ્યાની જરૂર છે. આત્મરક્ષાના પ્રસંગે જરૂર બતાવીશ.' આ વાતો કરનાર ધારાવાસના રાજકુમાર કાલક અને રાજકુમારી સરસ્વતી હતા. ભાઈબ્હેન બંને વચ્ચે અથાગ પ્રીતિ છે. બંને ઘોડા ખેલવવાના તથા બાણવિદ્યાના સરખા શોખીન છે. થોડા વખત પછી છુટાં પડવું પડશે એ વિચારે બંનેનાં અંતર ધવાયાં. મ્હોં પર શોકની છાયા ઢળી. થોડી વારે કમળની પાંખડી ઉઘડે એમ સરસ્વતીના હોઠ ઉઘડયા ને બોલીઃ ભાઈ ! મારા તો જીવન જીવવાના જુદાજ કોડ છે. કોઇ પુરુષની ગુલામીમાં રહેવા કરતાં જીવનભર કુમારી રહેવા ઇચ્છું છું.

'પણ એમાં તો આપણા રાજ્યની ખાના ખરાબી થઇ જાય. મોટાં મોટાં મહારાજ્યનાં માગાં પાછાં ઠેલવાં એટલે વેરનાંજ બી વાવવાં, તને નથી લાગતું કે એનું પરિણામ બહુ ભયંકર આવે ?

એ પરિણામનો વિચારજ મને પણ મુંઝવી રહ્યો છે. એનો કોઈ પણ પ્રકારે ઉકેલ હું શોધું છું. આમ વાતચિત કરતાં બંનેએ ઘોડે પલાણ કર્યાં ને રાજમહેલ તરફ આવવા લાગ્યા. શહેર થોડે દૂર રહ્યું ત્યાં માણસોનાં ટોળાં પોતાની તરફ આવતાં જણાયાં. એ ટોળાં અહીં કેમ આવતાં હશે એની સમજ પડી નહિ. તપાસ કરતાં જણાયું કે ગુણાકરસૂરિ નામે કોઈ મહાન આચાર્ય પાસેના બગીચામાં ઉતર્યા છે. એ ત્યાગમૂર્તિનાં દર્શન કરવા ભાઇબ્હેન ત્યાં ગયાં. બાગમાં એક જગ્યાએ

પોતાના ઘોડા બાંધી દીધા ને જ્યાં બધા પુરજનો બેઠા હતા ત્યાં આવીને બેસી ગયા. બધાને આ પોશાકે રાજકુમાર ને રાજકુમારીને અહીં આવેલા જોઈ આશ્ચર્ય થવા લાગ્યું.

જૈન આચાર્ય એટલે પ્રેમની પ્રતિમા, જ્ઞાનનો સાગર. જ્યાં એનાં અહિંસક પગલાં થાય ત્યાં માનવીના વૈર વિરોધ સમાઇ જાય તો મનના સઘળા સંતાપ ભૂલાઈ જવાય એમાં તો નવાઈજ શી ? કેવળ એમનું દર્શન કરીને પાછા જવાની આ ભાઇબ્હેનને ઇચ્છા ન થઇ. એમની મધુર સૂરે ચાલતી ઉપદેશધારાએ તેમને રોકી રાખ્યા.

'મનુષ્ય જીવન શું ? એ જીવનની સાર્થકતા શેમાં છે' એ વિષયપર આચાર્ય અજવાળું પાડી રહ્યા હતા. જગતની ચાલુ ધરેડોને પોષવી એના કરતાં ભાવનાભર્યું નિઃસ્પૃહ જીવન ગાળવામાં કેવી ઓર મજા છે એ તેમણે બરાબર સમજાવ્યું. સરસ્વતીને લાગ્યું કે મુનિરાજની વાણી સાચી છે. પોતાના કુંવારા રહેવાના કોડ ને આદર્શ જીવન જીવવાની અભિલાષા પ્રભુ મહાવીરની સાધ્વી બનવામાં જરૂર પાર પડશે. એમ કરતાં ધારાવાસના રાજ્યને પણ કોઈ જાતની હરકત નહિ આવે.

કાલકકુમારનું મન પણ એજ ઉપદેશે ભીંજાયું હતું. રાજ્યની ખટપટ અને અનેક પ્રકારની ધમાલોમાં પડવા કરતાં આત્મકલ્યાણના માર્ગે વિચરી ધર્મનો સંદેશ ઘેરેઘેર પહોંચાડવો એ હજાર દરજ્જે ઉત્તમ છે એમ તેમના મનમાં વસી ગયું.

એ ઉપદેશ સાંભળી ભાઇ બ્હેન બંને ઘેર આવ્યા. માતપિતા પાસે રજા માગી.

એ વખતે મગધની ભૂમિમાં ત્યાગની મહત્તા હતી. મોટા મોટા રાજકુમારો ને શ્રીમંતો પણ પ્રભુ મહાવીરે પ્રરૂપેલા ભિક્ષાના અંચળા ઓઢવામાં ગૌરવ માનતા. અને પ્રરાક્રમી પુરુષો જેટલી ભાવનાથી એ ત્યાગ માર્ગને અંગીકાર કરતા તેટલો ઉજ્જવળ પણ કરી બતાવતા. સમાજના તેઓ નેતા હતા. રાજા અને પ્રજા ઉભય પર તેમનો કાબુ અથાગ હતો. શ્રમણ સંપ્રદાયમાં પોતાના પુત્ર પુત્રી ભળે એ તેના પિતા વજ્રસિંહ ને માતા સુરસુંદરીને અકારૂં ન લાગ્યું પણ માતા પિતાના સ્વાભાવિક સ્નેહે તેમના હૃદયને દુઃખી કર્યાં. તેઓએ ભાઇ બ્હેનને સમજાવવા માંડયાઃ ક્યાં રાજમહેલના રહેવાવાળા તમે અને ક્યાં ઉઘાડા પગે, ખુલ્લા માથે અપ્રતિબદ્ધપણે વિહાર! ક્યાં તમારે હંમેશાં મનગમતાં ભોજન લેવાં ને ક્યાં આ લુખો સુકો જે આહાર મળ્યો તે લઇને એકી સાથે ખાવું? પણ માબાપે બતાવેલો આ ભય તેમને અસર કરી શકયો નહિ. તેમણે કહ્યું કે ક્ષણિક દેખાતાં દુઃખથી ડરી જઇએ એવા કાયર અમને ન સમજશો. અમે સુખેથી એ જીવન ગાળી શકીશું.

આમ માતાપિતા ને પુત્ર પુત્રી વચ્ચે ખૂબ ચર્ચા થઈ. અંતે તેઓએ એમનો દૃઢ નિશ્ચય જોઈ રજા આપી. બંનેએ દીક્ષા ગ્રહણ કરી પોતાનું કુળ અજવાળ્યું.

:૨:

કાલકકુમાર ધીમેધીમે બધા જૈન શાસ્ત્રોમાં નિપુણ થયા. વ્યાકરણ, ન્યાય, સાહિત્ય, અલંકાર, છંદશાસ્ત્ર, જ્યોતિષ અને તંત્રાદિમાં પણ પારંગામી થયા.

એક વખતે તેઓ અનેક સાધુઓ સાથે વિહાર કરતા ઉજ્જેણી નગરીએ પધાર્યા. તેમનો સચોટ ઉપદેશ સમસ્ત જનસમુદાય પર વીજળી જેમ અસર કરવા લાગ્યો. આ વખતે સરસ્વતી સાધ્વી પણ બીજી સાધ્વીઓ સાથે તેમને મળવા ઉજ્જેણી આવ્યાં.

બાળ બ્રહ્મચારી ને વિદ્યા તથા વીર્યની મૂર્તિ જેવી સરસ્વતી ઉજજેણીની બજારમાંથી પસાર થત અનેકનાં મસ્તક ઢળી પડ્યાં. એજ વખતે એ નગરનો રાજા ગર્દભિલ્લ ફરવા નીકળ્યો હતો. તેની નજર આ સાધ્વી પર પડી. મહા વિષયલંપટ ને જુલ્મી રાજા તરીકે તેણે નામ કાઢ્યું હતું. આ તેજની મૂર્તિને જોતાં તેની કામી આંખોમાં વિકાર આવ્યો. તેનું મન પીંપળના પાનની જેમ, કુંજરના કાનની જેમ ચળવા લાગ્યું. તેણે પોતાના નોકરોને હુકમ આપ્યો કે એ સાધ્વી દર્શન કરીને પાછી ફરે કે તરતજ પકડીને મારા અંતઃપુરમાં લઈ જજો.

સરસ્વતી સાધ્વીએ લાંબા વખતે પોતાના ભાઇનાં દર્શન કર્યાં. તે સ્નેહ તાજો થતાં ઘડીભર હર્ષ ને શોકનો ભાવ પણ આવી ગયો. પરંતુ બીજીજ ક્ષણે એ સર્વ સાંસારિક બંધનોને

ત્યાજ્ય ગણી તે ઉપદેશ સાંભળવા લાગ્યાં. ઉપદેશ સાંભળી તે બીજી સાધ્વીઓ સાથે પાછા ફર્યા. ભરબજારે આવતાં રાજાની આજ્ઞાના ગુલામોએ સરસ્વતી સાધ્વીને પકડયાં ને પાલખીમાં નાખી રાજમહેલ તરફ ચાલ્યા ગયા. ઉજ્જેણીના લોકો આ જોઇ હાહાકાર મચાવવા લાગ્યા. પણ કોઇ માઇનો પુત એ કાર્ય અટકાવવા આગળ આવ્યો નહિ. પવિત્રતા ને સંયમની રક્ષા કરતાં સહુને જાતની રક્ષા વધારે વ્હાલી લાગી.

આ બનાવ બનતાં સાથેની સાધ્વીઓ એકદમ કાલિકાચાર્ય પાસે પાછી ફરી ને દુઃખદ બીના કહી સંભળાવી. એ વાત સાંભળતાંજ કાલિકાચાર્યના રોમેરોમમાં અગ્નિ વ્યાપી ગયો. જેમ કોઈ સુતેલો સિંહ ઉઠે તેમ ત્યાગ નિયમમાં બંધાઈ રહેલું એમનું શૂરાતન ભભૂકી ઉઠયું. પોતાની એક વખતની વ્હાલસોઈ બ્હેન, ધારાવાસની રાજકુમારી ને પ્રભુ મહાવીરના મહાવ્રત ધારણ કરનારી ભિક્ષુણી, એના તરફ મદનો છકેલો ને ભાનનો ભૂલેલો રાજા કુદૃષ્ટિ કરે એ વિચારે કાલિકાચાર્યના મગજને ભમાવી નાંખ્યું. તેઓ એ ખબર સાંભળતાંજ ઉઠીને ખડા થઈ ગયા. આ પ્રસંગે કાંઇ પણ મૌન ધરવું એ એમને ક્ષમાને નામે નિર્બળતા પોષવા જેવુંજ લાગ્યું.

તેમની આંખો લાલધુમ બની ગઇ. જડબાં જોરથી ભીડાવા લાગ્યા. નાક ફુલવા લાગ્યું ને શરીર આખું શૂરાતનથી ધ્રુજવા લાગ્યું. આજુબાજુના સાધુઓ તો આ જોઈ

દિંગ બની ગયા. આજ સુધી તેઓએ કાલિકચાર્યનેજ જોયા હતા કાલકકુમારને જોયો ન હતો.

પરિણામની દરકાર કર્યા વિના બેધડકપણે સીધા તે રાજમહેલ તરફ ગયા. જેમના ઉપદેશથી આખું શહેર મુગ્ધ થયું હતું, જેની પ્રતાપી ને શાંત મુખમુદ્રાથી હૃદયની શિતળતા અનુભવતા હતા એ લોકો આમ એકલા ને અટુલા આચાર્યને વેગભર્યા જતા જોઈ ક્ષણવાર તો માની પણ ન શકયા. બીજી ક્ષણે એક જૈન સાધુને આવા ક્રોધાયમાન જોઈ આશ્ચર્ય થયું. અને પોતાની નિર્બળતાના વિચારોએ શરમાવા લાગ્યા. નગરના માણસો રાજાને સમજાવવા એકઠા થવા લાગ્યા.

અહીં કાલિકાચાર્ય સીધા રાજમહેલે ગયા. દરવાજે ખડી તરવારે ચોકી કરતાં દરવાનો ઉભા હતા. તેઓએ છેટેથી કાલિકાચાર્યને આ તરફ ધસી આવતા જોયા ને વધારે ટટ્ટાર થયા. ક્રોધે ભર્યા કાલિકાચાર્ય નજદીક આવતાં તેમની આંખો રોષ ઝીલી શકી નહિ. એમના શ્વાસમાં સાપનો ફુંફાડો સંભળાયો. એમની આંખમાં પરશુરામ ને જમદગ્નિની મૂર્તિઓ દેખાઈ. બિચારા પુતળાં જેવાં પુતળાં ખડાં થઈ રહ્યાં.

કાલિકાચાર્ય તો સીધા રાજમહેલના પગથીએ ચડયા ને જયાં ગર્દભિલ્લ રાજા ખુશામતીઆઓની ટુકડી વચ્ચે બેઠો હતો ત્યાં આવી પહોંચ્યા.

પાપીઓનાં હૃદય દેખાવમાં જેટલા શેતાન હોય છે તેટલા ડરપોક પણ હોય છે. સત્ય જેટલું શીળું લાગે છે તેટલુંજ ઉગ્ર

હોય છે. કાલિકાચાર્યની આગ વરસાવતી આંખો ને તેમના ચહેરાનો રૂઆબ જોઇ ગર્દભિલ્લ થથરી ઉઠયો. ખુશામતીઆઓ ત્રાંસી આંખે તાકી રહ્યા.

'ભાન ભૂલેલા રાજા ! સરસ્વતીની છેડ ન કર. કરેલી ભૂલનું પ્રાયશ્ચિત લઇ લે.હજી સમય છે' કાલિકાચાર્યે ગર્જના કરી.

પણ ભાનનો ભૂલેલો કામાંધ ગર્દભિલ્લ એમ થોડી પોતાની ભૂલ સમજીને પ્રાયશ્ચિત લે. તે તો હુંકાર કરી મુંગો રહ્યો.

કાલિકાચાર્યના વચનોની અવગણના કરી. અને પાસે ઉભેલા અનુચરોને આંખનો ઈસારો કરી આજ્ઞા આપી.

આંખનો ઈસારો થતાં અનુચરોની આખી ટુકડી ઉઠીને મુનિને ઘેરી ઉભી રહી. આટલા શસ્ત્રધારીઓમાં પણ રાજાને કાલિ- કાચાર્યનો ડર લાગ્યો.

'અરે નાલાયક ! હું કહું છું તે ફરીથી સાંભળ. સાધ્વીની છેડ જવા દે. એનું શિયળ ખંડિત થતાં પહેલાં તો તારૂં રાજ્ય ફના થઈ જશે અને લોહીની નદીઓ વહેશે. રખે એમ સમજતો કે અહિંસાના વ્રતધારી મુનિવરો ક્ષમા ક્ષમા કરીને બેસી રહેશે. એમના શાસનની રક્ષા કરવાનું, એક સાધ્વીનું શિયળ સાચવવાનું સામર્થ્ય તે ધરાવે છે.'

કાલિકાચાર્યના મુખમાંથી નીકળતા શબ્દોએ આખો રાજમહેલ ધણેણી ઉઠયો. રાજાએ બીજો ઇસારો કર્યો ને ચાર લઠ યોદ્ધાઓએ તરવાર ખેંચી ને કાલિકાચાર્યના ધડપર ધરી તેમજ તેમના હાથ મજબૂત રીતે પકડીને ઉભા રહ્યા.

'મ્યાન કરો તમારી તલવારો. પાપીની આજ્ઞા ઉઠાવતાં જરાયે લજવાતા નથી !' હા, હા. હા, હા બોલતાં કાલિકાચાર્યે ભયંકર અટ્ટહાસ્ય કર્યું. તલવારો અર્ધી મ્યાનમાં પેસી ગઈ. એમને પકડનારના હાથ ઢીલા પડી ગયા. 'એ તલવારબાજી પર હું પણ એક વખત આશક હતો. તલવારના બળે અન્યાયને આચરનારા કદી સત્યને કચડી શકતા નથી. આજે હું તલવાર ઉઠાવું તો તમારી સાથે ખાંડાના ખેલ ખેલી શકું તેમ છું. પણ ના, અત્યારે હું સમજાવવા આવ્યો છું. ચેતવણી આપવા આવ્યો છું. ભયંકર વિનાશને નોતરતાં પહેલાં તું સમજી જા. અરે નાલાયક રાજા ! સરસ્વતીને છોડી દે.'

ગર્દભિલ્લનું હૃદય પત્થરનું હતું. કાલિકાચાર્યની સમજાવટ કે ચેતવણીએ તેને કાંઈ અસર કરી નહિ. ઉલટા તેના સેવકો તેમને રાજમહેલના દરવાજા ભણી ધસડવા લાગ્યા. આ વખતે કાલિકાચાર્યે પ્રતિજ્ઞા કરી કે ગર્દભિલ્લ રાજાને ઉખેડી ન નાખું તો હું કાલિકાચાર્ય નહિ.

તેઓ ગચ્છનો ભાર બીજા સાધુને સોંપી એકલા ચાલી નીકળ્યા.

'બ્હેનનું અપમાન ! સાધ્વીનું અપમાન ! એ અપમાનનો બદલો લેવો જ જોઈએ' આ વિચારનું રટણ કરતા સીધા તે પશ્ચિમ દિશામાં ચાલ્યા.

ચાલતાં ચાલતાં અનેક ગામ નગર વટાવી સિંધુ નદી આગળ આવ્યા અને તેને પાર કરી ઈરાન દેશમાં ગયા.

અહીં ફરતાં ફરતાં એક વખત તેઓ એક ગામની ભાગોળે આવ્યા.

ત્યાં કુવા કાંઠે કેટલાક રાજકુમારો ટોળે વળ્યા હતા. કાલિકાચાર્યે એ જોઇને પૂછ્યુંઃ ભો ! કુમારો ! કેમ આંહી ટોળે મળ્યા છો ? કુમારો કહે, અમારો દડો કુવામાં પડી ગયો છે.

'તેમાં શું ? તમારામાંથી કોઈ પણ દડો કાઢી શકતું નથી ?' કાલિકાચાર્યે કુતુહલથી પ્રશ્ન કર્યો. 'કુવો ઘણો ઉંડો છે. શી રીતે દડો કાઢીએ સમજ પડતી નથી. એ દેખાય પાણીમાં તરતો. એમ કહી એક કુમારે બતાવ્યો. 'ચાલો, ત્યારે તમારો દડો કાઢી આપું.' કાલિકાચાર્યને સંબંધ બાંધવાનો વખત મળ્યો. 'તો, તો બહુ સારૂં.' બધા કુમારો એમ બોલતાં તેમને વીંટળાઈ વળ્યા.

કાલિકાચાર્ય કહે, તમે ઘેરથી ધનુષ્ય બાણ લઈ આવો.

એક જણ ઘેરથી ધનુષ્ય બાણ લઈ આવ્યો. કાલિકાચાર્યે બરાબર દડાને તાકીને બાણ ફેંક્યું. એ બાણે દડો વિંધાઈ ગયો. એ તીર પર બીજું તીર ફેંક્યું. જે પહેલા તીરની ઉપર જ ચોટયું. આમ તીરની હારમાળા કરીને કાલિકાચાર્યે દડો બહાર કાઢયો. રાજપુત્રો તો આ જોઇ ખૂબ અચંબો પામ્યા.

તેઓ હસતાં હસતાં પોતાને ઘેર આવ્યા ને માત પિતા આગળ એમની ખુબ તારીફ કરી. અહિં શક જાતિના નાના માંડલિકો હતા અને તેના પર એક રાજા હતો જે શાહાનશાહ કહેવાતો. એક માંડલિકે આ વાત સાંભળી કાલિકાચાર્યને તેડાવ્યા. તેમની કળા જોઇ તેમને ખૂબ માન આપ્યું ને પોતાની પાસે જ રહેવા જણાવ્યું. કાલિકાચાર્ય ત્યાં રહેવા લાગ્યા. તેઓ વખતે વખતે પોતાની મંત્રવિદ્યા, જ્યોતિષ, નિમિત્ત વગેરે બતાવે

છે ને એ માંડલિકને ચમત્કાર પમાડે છે. આથી એ માંડલિક અને તેમની વચ્ચે ખૂબ મિત્રતા બંધાણી.

એક વખત રાજસભામાં શક માંડલિક તથા કાલિકાચાર્ય બેઠા છે એવામાં દૂત આવ્યો. તેણે શક રાજાનો કાગળ હાથમાં મૂક્યો. માંડલિક એ કાગળ વાંચતાં શ્યામ પડી ગયો. તેના મ્હોં પર ખેદ ને ચિંતા પસરાઈ ગયા. કાલિકાચાર્ય પણ આ જોઈ ખેદ પામ્યા અને માંડલિકને કારણ પૂછ્યું. માંડલિકે પત્ર તેમના હાથમાં મૂક્યો. એમાં લખ્યું હતું કે તમારે ત્યાં રહેલા જૈન આચર્યનું માથું કાપીને મને મોકલાવજો. જો તેમ એમ નહિ કરો તો તમારૂં રાજ્ય અને તમે પાયમાલ થઈ જશો.

આવો હુકમ કેમ થયો હશે તે કોઈ સમજી શક્યું નહિ. એના પર વિચાર ચાલ્યો. આખરે કાલિકાચાર્યે કહ્યું: રાજન! ગભરાઇશ નહિ! તારા બીજા માંડલિક મિત્રોને લઇને ચાલ મારી સાથે સિંધુની પેલે પાર. ત્યાં તને વિશાળ રાજ્ય અપાવીશ.

શક રાજાને એ વાત ગળે ઉતરી એટલે તેણે પોતાના મળતીઆ ૯૬ માંડલિકોને એકઠા કર્યા ને કહ્યું કે આપણે માટે સોનેરી તક છે. સિંધુ નદીની પાર આ આચાર્યની સાથે જઇએ તો મોટું રાજય મળે તેમ છે. માટે તેમની સાથે ચાલો. એના મિત્રો બધા કબુલ થયા અને ગુપ્ત રીતે પોતાની હદમાંથી નીકળી પોતાના લશ્કર સાથે સિંધુ નદી આગળ આવી પહોંચ્યા. સિંધુ પાર કરીને તે આ તરફ આવ્યા ત્યાં ચોમાસું આવ્યું. એટલે ઢંકગિરિ આગળ પડાવ

નાંખ્યો. કહેવાય છે કે એ વખતે લશ્કરની પાસે અનાજ તથા પૈસો ખુટી ગયો હતો તે આ મહાન આચાર્યે પોતાના વિદ્યાબળથી મેળવ્યો.

કાલિકાચાર્યના પગમાં હવે અનેરૂં જોર આવ્યું હતું. પોતાની પ્રતિજ્ઞાનું ટુંક સમયમાં પાલન થશે એ વિચારે તેમના આનંદનો પાર ન હતો.

ચોમાસું પૂરૂં થયા પછી આ સૈન્ય આગળ વધ્યું ને કાઠિઆવાડમાં ઉતર્યું. ત્યાંથી લાટ દેશ એટલે ભરૂચ આગળ આવ્યું. આ વખતે ત્યાં બલમિત્ર અને ભાનુમિત્ર નામના કાલિકાચાર્યના ભાણેજો રાજય કરતા હતા. તે પણ પોતાનાં લશ્કર લઈ સૈન્યમાં જોડાયા.

દડમજલ, દડમજલ કરતું સૈન્ય ઉજજેણી તરફ ધસ્યું. અહીં વિલાસમાં પડેલા ગર્દભિલ્લને ખબર પડી.

ગર્દભિલ્લ રાજાએ પણ શત્રુનો સામનો કરવાની તૈયારી કરી અને એક રવિવારે યુદ્ધ શરૂ થયું. એમાં શક લોકોએ ઘણું સારૂં પાણી બતાવ્યું. ગર્દભિલ્લના લશ્કરનો ભારે સંહાર થયો. આથી રાજા ગર્દભિલ્લ નાઠો ને નગરમાં આવીને ભરાયો. નગરના દરવાજા બંધ કરી દીધા. કાલિકાચાર્યનું સૈન્ય ત્યાં ઘેરો નાખીનેજ પડયું.

ઘણો વખત થયો પણ કિલ્લા પર કોઈ માણસ જ દેખાય નહિ. બધાને વિચાર થયો કે આમ કેમ ? સામાવાળામાં કશીજ લશ્કરની હીલચાલ નથી. કાલિકાચાર્યે આ વખતે પોતાના

જ્ઞાનથી જોયું તો તેમને ખબર પડી કે ગર્દભિલ્લ રાજા ગર્દભિ-વિદ્યાની સાધના કરે છે. એટલે તરત જ પોતાના માણસોને કહ્યું : જરા જુઓ તો કિલ્લા પર કોઇ સ્થળે ગર્દભિ ( ગધેડી ) જણાય છે ? માણસોએ તપાસ કરી તો એક જગાએ ગધેડી ઉભેલી જણાઈ. આચાર્યે કહ્યુંઃ આ તો ગર્દભી વિદ્યા સાધે છે. જ્યારે એ વિદ્યા સિદ્ધ થશે ત્યારે આ ગધેડી ભૂંકશે. અને એનું ભૂંકવું જેટલા શત્રુ પક્ષના માણસો સાંભળશે તે સઘળા લોહીની ઉલટીઓ કરતા મરણ પામશે.

શક લોકો તો આ સાંભળી ડરી ગયા પણ કાલિકાચાર્યે હિમ્મત આપીને કહ્યુંઃ તમે અહીંથી પડાવ ઉઠાવી પાંચ માઈલ દૂર નાખો. અને મારી જોડે ૧૦૮ ચુનંદા બાણાવળી રહો. એનો બધો ઉપાય હું કરીશ . અહીં કાલિકાચાર્ય ૧૦૮ બાણાવળી સાથે ગર્દભી હતી તેની સામે જ આવીને ઉભા અને જયાં તે મોઢું ફાડે કે તેના સામે તીરનો વરસાદ વરસાવી તેનું મોઢું જ બંધ કરી દેવું એવો નિર્ણય કર્યો. અને જયાં ગધેડીએ મોઢું ઉઘાડયું ત્યાં તો તેમણે તીરનો વરસાદ વરસાવ્યો. બધાં તીર તેના મોઢામાં એકી સાથે પેસતાં તે જરા પણ શબ્દ કરી શકી નહિ.

અહીં આચાર્યે લશ્કરને કિલ્લા પર હલ્લો કરવાની આજ્ઞા આપી. નિશાની મુજબ દૂર રહેલું લશ્કર પણ ધસી આવ્યું ને ઉજજેણીના દરવાજા તુટી ગયા. જ્યારે ઉજ્જેણીના લોકોએ જોયું કે લશ્કરના મોખરે કાલિકાચાર્ય છે ત્યારે તો તેમની અજાયબીનો પાર રહ્યો નહિ.

કાલિકાચાર્યનું લશ્કર સીધું રાજમહેલમાં ઘુસ્યું. તેણે ગર્દ-

ભિલ્લ રાજાને પકડીને મુશ્કેટાટ બાંધી કાલિકાચાર્ય આગળ રજુ કર્યો.

બીજી બાજુ સરસ્વતીની શોધ થઇ. સરસ્વતી ક્ષત્રિયની બેટી હતી, મહાવ્રત ધારિણી હતી. ગર્દભિલ્લ રાજાએ એને ફસાવવા કરેલી યુક્તિઓ ને આપેલી દમદાટીઓ નકામી ગઈ હતી. એમાં તેને કાળી કોટડીમાં કેદ કરવામાં આવી હતી. ત્યાં પડી પડી તે પોતાનો ભાઇ જરૂર છોડાવશે એ હુંફે દિવસો પસાર કરતી હતી. લશ્કરે તેનો પત્તો લગાડયો ને કેદમાંથી બહાર કાઢી.

અહીં કાલિકાચાર્ય ને જોતાં રાજા ગર્દભિલ્લ શરમાઈ ગયો. તેને જોઈ કાલિકાચાર્યે કહ્યું: આતો સાધ્વીના અપમાનનો નહિ જેટલો બદલો છે. એનો ખરો બદલો તો આવતા ભવેજ મળશે. પછી તેને સંસારથી વૈરાગ્ય પામી દીક્ષા લેવા ઉપદેશ આપ્યો પરંતુ એને એ ઉપદેશની અસર થઈ નહિ.

કાલિકાચાર્યે ઉજ્જેણી પર શક રાજાને બેસાડયો ને તેની આણ વર્તાવી. બીજા માંડલિકોને તે કાઠિયાવાડમાં લઈ ગયા ને દરેકને ભાગ પાડી રાજ્ય વહેંચી આપ્યું.

આ શક રાજાનો અમલ ઉજ્જેણીપર ચાર વર્ષ ચાલ્યો હતો. પછીથી તેનાજ સરદારોએ તેની આજ્ઞા નહિ ઉઠાવતાં તેની ગાદીએ બલમિત્ર ને ભાનુમિત્ર આવ્યા.

અહીં કાલિકાચાર્યે પોતાને લાગેલા પાપનું પ્રાયશ્ચિત લીધું. સરસ્વતી સાધ્વીએ પણ પ્રાયશ્ચિત લીધું ને ફરીથી ત્યાગી બની ભારતની ભોમને ત્યાગમાર્ગે ઉજાળવા લાગ્યા. આજે એક જબ્બર શાસનપ્રભાવક તરીકે તેઓ ઓળખાય છે.

# જૈન જ્યોતિ

**દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક**

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | | |
|---|---|---|---|
| વાર્ષિક લવાજમ | રૂ. રા | : : | છુટક નકલ |
| પરદેશમાં | રૂ. ૩ા | : : | ચાર આના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લેખકોના મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ને ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

**જ્યોતિ કાર્યાલય**
**હવેલીની પોળ, રાયપુર**
**અમદાવાદ.**

કવર, વસંત પ્રી. પ્રે. : અમદાવાદ